# चरखा

# THE SPINNING WHEEL.

## SCENARIO.

---

PUBLISHED & PRODUCED

BY

SAURASTRA KINEMATOGRAPH COMPANY.

RAJKOT.

---



---

PRINTED AT THE SUBODHINI PRINTING PRESS,

No. 51, Bazar Gate Street, Fort, Bombay.

---

# चरखा.

# The Spinning Wheel

PRODUCED BY

## The Saurashtra Kinematograph Company,

## Rajkot, (INDIA).



---

## ટુંકસાર.

એક નિરાધાર વિધવા પોતાના પાંચ સાત વર્ષના દીકરા સાથે અન્નવસ્ત્ર મળવાની પણ મુશ્કેલી પડે એવી સ્થિતિમાં આવી ગઇ છે. તેને ભીખ માગવાનો ખ્યાલ આવે છે. પોતે અને પોતાનો દીકરો કોઇ ગ્રહસ્થના બારણા પાસે ભીખ માગતાં ઉભાં હોય અને ગ્રહસ્થ ગુસ્સે થઇ બન્નેને હાંકી કહાડતો હોય એવું ચિત્ર તેની નજર આગળ તરે છે. એથી તે ધ્રુજે છે ને મજુરી કરવાનો વિચાર કરે છે. પરન્તુ મજુરી કરતી સ્ત્રીઓને હલકા પુરૂષોની વચમાં રહેવું પડે છે અને પોતે એ સ્થિતિમાં હોય તો પોતાની કેવી કફોડી સ્થિતિ થાય એનો ખ્યાલ આવતાં તે હતાશ થઇ જાય છે. તેને પોતાના ગયેલા સૌભાગ્યના સુખી દિવસો યાદ આવે છે. પોતાના પતિનો છેલ્લો મંદવાડ અને પોતા તરફની તથા પુત્ર તરફની તેની લાગણીનાં ચિત્રો નજર આગળ તરે છે. વર્તમાન સ્થિતિમાંથી મર્યાદા જાળવી આજીવીકા કેમ મેળવવી અને પોતાના પુત્રને કેળવી તેનું ભાવી જીવન કેમ સુધારવું તેનો માર્ગ તેને દેખાતો નથી. અચાનક તેને પોતાનું બાળપણ યાદ આવે છે. પોતાની વૃદ્ધ માતા કાંતતી અને પોતે તેની પાસે આનંદથી રમતી. માતા ખંતથી બીજાને કાંતવાનું શીખવતી અને જ્યારે અત્યંત ગઢપણને લીધે પોતે બરાબર સાંભળી શકતી નહી અને લાંબી વાત કરી શકતી નહી ત્યારે પોતાના જુના શિષ્યોદ્વારા બીજા નવા જીજ્ઞાસુઓને કાંતવાની કળા સમજાવતી એ બધું તેની નજર આગળ તરે છે. એ રેંટીઓ તેને આજીવિકાનું સ્વતંત્ર અને મર્યાદાવાળુ સાધન લાગે છે, અને તે વડે તે પોતાની આજીવીકા ચલાવે છે ને દીકરાને જાતે ભણાવે છે.

# THE SPINNING WHEEL.

## Plot of Action.

Sub-Title. Alone

**Scene 1.** એક વિધવા ઓશરીની કોર ઉપર બેસી પોતાના છોકરાનું પેરણું સાંધે છે. છોકરો પડખે ફાટેલાં ગોદડાં ઉપર સુતો છે. સ્થિતિ અત્યંત ગરીબ છે લુગડાં ફાટેલા છે. કેવી રીતે આજીવિકા ચલાવવી એ વિચાર છે. વિચારમાં પેરણું સાંધવું બંધ પડે છે.

Sub Title. She wonders whether she will have to take to begging to earn a living.

સીન ૧ ચાલુ Close iris.

**Scene 2.** Open iris. કોઈ ગૃહસ્થના ડેલા આગળ મા-દીકરો ભીખ માગતા ઉભાં છે ડેલાની બારી ઉઘાડી છે. તેમાંથી એક યુવાન ગુસ્સે થતો આવે છે. છોકરાને ધક્કો મારે છે છોકરો પડતો પડતો રહે છે. મા તેને પકડી લે છે. ધક્કો મારનારનો પગ ડેલાની બારીમાં અથડાવાથી તે લથડે છે, પડે છે, ઉભો થાય છે વધારે ગુસ્સે થતો, મુક્કો ઉગામતો બારીમાં જઈ બારી જોરથી બંધ કરે છે. મા દિકરો નિરાશ ઉભાં છે. Close iris.
Open iris Resume Scene 1.

વિધવાના મોઢાં ઉપર એ કલ્પનાના ચિત્રથી ઉપજેલ ઉદ્વેગ છે.

Sub Title "I will turn labourer."

સીન ૧ ચાલુ મજુરી કરવામાં હલકા પુરૂષોના સહવાસમાં સ્ત્રીઓને કેવાં અપમાન સહન કરવા પડે છે તેનો ચિતાર તેની નજર આગળ તરે છે. Close iris.

**Scene 3.** Open iris મીલનું મકાન છેટેથી, વધારે નજીક, મજુરોની ગીરદીમાં વિધવા ઉભી છે કોઈ માણસ પાછળથી આવી તેને ઘસાઈને ચાલે છે અને આગળ આવી પાછું વાળી તેની સામું અમર્ય્ય દૃષ્ટિથી જુએ છે તથા હસે છે. વિધવાના મોંઢાં ઉપર દબાયેલો ઉગ્ર ક્રોધ દેખાય છે.

Close up. Close iris. **Resume** scene 1. Open iris. એ કલ્પના ચિત્રની અસર તેના મોઢાઉપર દેખાય છે.

Sub-Title. "Than that, I'd Sooner starve."

સીન ૧ ચાલુ તેના મોઢા ઉપર ઉદ્વેગ છે. વર્તમાન સ્થિતિનાં દુઃખને લીધે તેને પોતાના ગયેલાં સૌભાગ્યના સુખી દિવસો યાદ આવે છે.

Sub-Title. Present helpless condition reminds her of the happy past.

તેના પોતાના પતિનું તથા ભૂતકાળનાં સુખી જીવનનું સ્મરણ થાય છે. સીન ૧ ચાલુ. Close iris.

**Scene 4** Open iris.

Sub-Title. The marriage eve. (પ્રથમ એકાન્ત મેલાપ.)

સીન ૪ ચાલુ. પતિપત્નિ પરસ્પર એક બીજાને હાર પહેરાવે છે.

Sub-Title. Introducing the son and heir (પુત્રવતી)

**Scene 5.** સુવાવડમાંથી ઉઠી પતિના ખોળામાં પુત્રને મૂકેછે. બન્ને પુત્રને રમાડે છે.

Sub-Title. The pay day. (પગારનો દિવસ.)

**Scene 6.** સુખી જીવન. પુત્રદડે રમે છે. પોતે પાછળ પાછળ ફરે છે. પતિ બહારથી આવે છે. શાકની ઝોળી આપે છે. માસીક પગાર આવ્યો છે તે ખીસામાંથી કહાડી તેને આપે છે. પુત્ર દડો પડતો મૂકી દોડીને આવે છે. પિતા તેને તેડી લે છે, અને પોતે બજારમાંથી લાવેલ બાળપોથી તેના હાથમાં મૂકે છે. પતિ પત્નિ બન્ને બાળપોથીમાંથી પુત્રને ચિત્રો બતાવે છે.

Sub-Title. The coming of sorrow. (પતિનો મંદવાડ.)

**Scene 7** પતિ માંદો છે. પત્નિ ઓશીકે બેસી તેના માથાપર હાથ ફેરવે છે. પુત્ર પિતાપાસે ખાટલાપર બેઠો છે. પિતા તેને પાસે લઇ તેના માથાપર હાથ ફેરવે છે. તેનું શું થશે એવો વિચાર આવે છે જાણે પુત્રની ભલામણ કરતો હોય એમ પત્નિ સામું જુએ છે. પત્નિ પોતાના મનની ઉદાસી છુપાવી તેને હિંમત આપવા પ્રયત્ન કરે છે પતિ નીચું જુએ છે પત્નિના મુખ ઉપર ઉદાસી છવાઇ જાય છે. Close iris.

Resume Scene 1. Open iris. ઉદાસ બેઠી છે. પુત્ર ઉપર નમી તેને ચુંબન કરે છે. તેને કંઇ રસ્તો સુઝતો નથી. એકાએક તેને કંઇક સ્મરણ થાય છે.

Sub-Title. Presently her Child makes her think of her own mother. તેને પોતાનાં બાળપણનું અને માતાનું સ્મરણ થાય છે.

સીન ૧ ચાલુ Close iris.

Sub-Title. How keenly mother taught every one the benifits of the spinning wheel.
Poor old mother ! when she went deaf, she used old pupils to enlist new ones.

**Scene 8.** Open iris. મા કાંતે છે માનો એક જુનો શિષ્ય, એક શહેરી સુશિક્ષિત જીજ્ઞાસુ મિત્રને રેંટીઆ વિષે સમજણ આપે છે. ત્રાકનું **Close** up ક્રિયા સમજાવવાની શરૂઆત કાલેથી થાય છે, જુનો શિષ્ય નવાને કાલું બતાવે છે.

Sub-Title. The Cotton Pod.

**Scene 9.** કાલું.

**Scene 10.** કાલાં ફોલાય છે.

Sub-Title. Ginning કપાસ પીલાય છે.

**Scene 11.** કપાસ પીલાય છે.

Sub-Title. Cotton seed, excellent food for cattle

( ઢોરનું ખાણુ. )

**Scene 12.** ખેડતા બળદ.

**Scene 13,** ખાણુ ખાતા બળદ.

**Scene 14.** ગાય દોવાય છે. એક છોકરું પાછળથી આવી ગાય દોનાર પોતાની મા પાસે એક નાના પ્યાલામાં દૂધ માગે છે. મા દૂધ આપે છે છોકરું દૂધ પીએ છે.

**Scene 15.** ગાયની પૂજા એક સ્ત્રી આવી ગાયને કપાસીયા આપે છે, ચાંડલો કરે છે, ચોખા ચોડે છે; હાર પહેરાવે છે. પગે લાગે છે ને જાય છે.

Sub-Title Carding (પીંજણ.)

**Scene 16** રૂ પીંજાય છે તથા પુણી થાય છે.

Sub-Title Spinning. **Resume** Scene 8 મા કાંતે છે. ચાકનું Close up.

Sub-Title Weaving (વણાટ.)

**Scene 17** ભેંજુ વણાય છે.

**Scene 18** જાજમ વણાય છે.

**Scene 19** પાટી વણાય છે.

Sub-Title Some homemade goods, cloth, bed-tapes etc.

**Resume** scene 8. માં કાંતે છે. જુનો શિષ્ય નવાને ખાદી, જાજમ, પાટી વિગેરેના નમુના બતાવે છે નવો માણસ કાંતતાં શીખવવાની ઇચ્છા બતાવે છે. મા ઉઠી બાજુએ બેસે છે. નવો યુવક કાંતવા બેસે છે. એક બે વાર તાર તૂટે છે. પછી ચાલે છે. Close iris.

Resume seene 1. Open iris. માતાના સ્મરણદ્વારા રેંટીઓ યાદ આવતાં એ વડે પોતાની આજીવીકા ચલાવવાનું તે નક્કી કરે છે પોતાના ઘરમાં પોતાની સાસુનો જુના વખતનો રેંટીઓ ઉંચે ટાંગી મૂકેલો છે તે તરફ તેની નજર જાય છે, રેંટીઓ Close up. પોતે ઉભી થઈ રેંટીઓ ઉતારે છે.

Sub-Tit e Some days later (થોડા દિવસ પછી)

**Scene 20** પોતે રેંટીઓ કાંતે છે. પુત્ર પાસે બેસી ચોપડી વાંચે છે.

Sub-Title:—

अकृत्वा परसन्तापमगत्वा खल नम्रताम् ।
अनुत्सृज्य सतां वर्त्म यत्स्वल्पमपि तद्बहु ॥

**Sub Title—Without, in any way, causing pain to thy neighbour, without bowing low before the might of the bad, and without leaving the path of the good, wha thout maketh, howsover little, is wealth plentiful.**

Resume Scene 20, fade out.

1. Some of those who work the wheel.
2. Grand daughter of Dadabhai Naorodji. Miss Perin ( seated ) and her mother
3. Mrs. J. B. Petit.
4. Atiyabegam, from whose yarn is produced the famous Atiyabegam-Khadi.
6. Zahrabegam.
7. Mrs. Avantikabai Gokhale, Mrs Lachubai Dharamshi Thakkar, Shrimati Sakhinabai K A. Somji and others.
8. Bi Amma,
9. Mrs. Sarojini Naidu

T. **The ASHRAMA.**

**आश्रम.**

આશ્રમનો દેખાવ.

T. **The end.**

सर्वत्र सुखिनः सन्तु ।

## Plate Showing the Trade Mark,

of the Saurashtra Kinematograph Company.

Alone:—

(૧) આજીવિકાના સાધન વિનાના નિરાધાર મા-દીકરો.

(૨) આ કાંઇ માત્ર કલ્પના નથી. હિન્દમાં એવાં અસંખ્ય છે.
"પેટ કેમ ભરવું?" એ તેમને માટે મહાન-પ્રશ્ન છે.

She wonders.. begging —

"શું ભીખ માગવી પડશે?" એવો તેને વિચાર આવે છે. ભૂખ માણસને ભીખારીતો શું પણ ગમે તે બનાવે છે. પણ ભીખારીપણું કેવું અસહ્ય છે તેનો તેને ખ્યાલ આવે છે.

I will turn labourer:—

તેને મજુરી કરવાનો વિચાર આવે છે, પણ મજુરી કરતી સ્ત્રીઓને પુરૂષોની વચમાં રહેવું પડે છે. એ સ્થિતિમા પોતાને કેવા અપમાન સહન કરવાં પડે તેનું ચિત્ર તેની નજર આગળ તરે છે.

Than that I'd:—

એ કરતાં બેહતર છે કે ભૂખે મારા પ્રાણ નીકળી જાય.

(કુલીન સ્ત્રીને જીવ કરતાં આબરૂ વધારે વહાલી હોય)

Presently her child:—

(૧) તેને પોતાની બાલ્યાવસ્થા યાદ આવે છે.

How keenly.—

મા કાંતતી અને આસપાસનાં લોકો તેની પાસે આવી કાંતતા શીખતા તે દૃશ્ય તેના મનમાં સ્ફુરે છે.

ધુરંધર—

ગાય માતા—The mother Cow.

**Produced by, C. K. Pattani,**

Rajkot, Kathiawa

(INDIA.)